ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત.



# ગાંડીવ ગીતા

અથવા

# રત્નોની ખાણ.

મૂલ્ય

હાથીઘોડા.

ગાંડીવ સાહિત્ય મંદિર ઉપર ગાંડીવ રેંટીઆની માંગણીના કાગળો વારંવાર આવે છે. તે સંબંધમાં જણાવવાનું કે ગાં મંદિર રેંટીઆ બનાવતું કે વેચતું નથી. પરંતુ—

## (સચિત્ર) ગાંડીવ રેંટીઆ પુરાણ

નામની એક ચોપડી પ્રગટ કરવામાં આવી છે તેમાં ગાંડીવ રેંટીઓ બનાવવાની સંપૂર્ણ સમજ ચિત્રો સાથે આપવામાં આવી છે તથા રેંટીઆ વિષેનાં કેટલાંક સુંદર કાવ્યો આપ્યાં છે. કીંમત માત્ર એક આનો છે. દોઢ આનાની ટીકીટ બીડનારને મોકલવામાં આવે છે. વળી એ પુસ્તકમાં—

## ગાંડીવ રેંટીઆનાં ચક્રો

બનાવવાની પૂરી સમજુતિ તથા આકૃતિઓ આપેલી છે. છતાં જો કોઇને તેમાં સમજણ નહિ પડે તો તૈયાર ચક્રો ગાં. સા. મંદિર તરફથી મળી શકશે. એ ચક્રો વડે આખો રેંટીઓ ઉપજાવી શકાશે. ચક્રોની જોડની કીંમત પોસ્ટેજ સાથે બાર આના. વી. પી. થી મંગાવનારને એક રૂપીએ જોડ પડશે.

---

અમારી જાણ પ્રમાણે નીચેના ગૃહસ્થો ગાંડીવ રેંટીઓ પ્રચાર અર્થે બનાવે છે તેમની પાસેથી તૈયાર રેંટીઆ મળી શકશે. મેળવવા ઇચ્છનારે બ્હારોબ્હાર પત્રવ્યવહાર કરવો.

રા. એચ. વી. દલાલ. તાસવાળી પોળ, સુરત.

રા. ભગવતીલાલ મહેતા. મોટા મંદિર, સુરત.

રા. વસંતરાય ચુનીલાલ, શેરડીપીઠના ડેલામાં, ભાવનગર.

રા. મગનલાલ C/o ભાગીરથી સ્ટોર મુંબાઈ ૨.

# શ્રી ગાંડીવાખ્યાન.

પોતાના ભાઇઓની સાથે અરણ્યવાસ ભોગવતા અર્જુનજીએ એક ગાંધર્વની પાસેથી ગાંડીવ ધનુષ પ્રાપ્ત કર્યું તેનું આખ્યાન અત્રે આપવામાં આવ્યું છે. એક મધ્યરાત્રિએ પોતાના માતભ્રાતને ખાંધે લઇ મહાકાય ભીમસેન પ્રવાસ કરે છે ત્યાંથી પ્રારંભ થાય છેઃ-

ચાલ્યો રાત્રિએ અરણ્ય વિષે સુત સતીનો સુભાગી;
એવે સમયે કુંતાજીને ઘણીક તરષા લાગી.
કુંતાજી કહે ભીમસેન બેટા, બેસી ગયા મુજ ઘાંટા;
જળ વિના મારો જીવ જાશે, કંઠે પડયા છે કાંટા.
ભીમ કહે ચાલવું નથી પડયું તોય તરષ ભલી લાગી!
એમ કહીને નીચે ઉતાર્યાં. બોલ્યા ધર્મ સુભાગી,
ઓ ભીમ વીરા, જાઓ જઇને જળ લાવો ગમે ત્યાંથી.
ભીમ કહે આ અજાણ્યુ વગડો; જળ લઇ આવું કયાંથી?
એવે કુંતા ધરણી ઢળ્યાં તવ ભીમે કુંભ ઝાલ્યો.
માતાને માટે જળ લેવા વાયુનો નંદન ચાલ્યો.
ઉંચે ટેકરે ચઢીને ઉભો, પશુ પક્ષી બોલે કોય.
કાન માંડીને સાંભળે છે—તેવે સ્થળે જળ હોય.
એવે પક્ષીના શબ્દ સુણ્યા કે ચાલ્યો તે દિશાય.
જોતાં જોતાં આઘો ગયો દીઠું સરોવર ત્યાંય.
પંચક સરવર નામ એનું તેમાં છે ગાંધર્વ સાર;
સહસ્ર અપ્સરા લઇને રમતો જળક્રીડા ગુલઝાર.
તે સરવરમાં જઇને ભીમે બોળ્યો કુંભ જળ માંય.
એવે ઘડાના સ્વભાવે કરી ભુગભુગ શબ્દજ થાય.
તે ગાંધર્વે કાને સુણ્યો, વિચાર્યું ઝટ મનમાંય

# ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત.

## સ્થાપના:-તિલક સંવત્સરી પહેલી.

### ઉદ્દેશો.

(૧) શુદ્ધ, શિષ્ટ અને રાષ્ટ્રીય સાહિત્ય લખાવવું તેમજ છપાવી બહાર પાડવું. (૨) એવાં ઉત્તમ સાહિત્યનો, પુસ્તકો, ગ્રન્થમાળાઓ તેમજ હસ્તપત્રિકાઓ દ્વારા પ્રચાર કરવો. (૩) અન્ય સંસ્થાઓને સારાં પુસ્તકો મેળવી આપવાં. (૪) લેખકો નવલકથાકારો, વગેરેને ઉત્તેજન આપવું. (૫) યોગ્ય મહેનતાણું લઇ લેખકો તથા કવિઓને તેમની કૃતિઓ છપાવી તથા પ્રગટ કરી આપવી. (૬) આજકાલ સમાજમાં પ્રસરી રહેલા ગંદા, બીભત્સ અને અતિશય શૃંગારી સાહિત્યને દૂર કરી તેને સ્થાને બોધદાયક, રમુજી, તથા દેશાભિમાની સાહિત્યને ફેલાવવું (૭) હિંદી ભાષા તેમજ હિંદી સાહિત્યનો પ્રચાર કરવાના હેતુથી તે ભાષાનાં પુસ્તકો પ્રસરાવવાં.

આ સિવાય ઉત્તમ સાહિત્યના પ્રચાર માટે બને તેટલા પ્રયત્નો કરવાનો ઇરાદો રાખ્યો છે. લેખકો પુસ્તકવાળાઓ, તથા પ્રકાશકો, તેમજ સર્વે સાહિત્યપ્રેમી દેશાભિમાની ભાઇઓને અમારી સાથે પત્ર વ્યવહાર કરવા વિનતિ છે.

વ્યવસ્થાપક,

ગાં. સા. મંદિર, સુરત.

# ગાંધી ગ્રંથમાળાના નિયમો.

(૧) આ ગ્રંથમાળા દ્વારા મહાત્મા ગાંધીજીએ લખેલાં તેમજ તેમને લગતાં પુસ્તકો પ્રગટ થશે. (૨) ગ્રંથમાળાના સ્થાયી ગ્રાહક થવા માટે દાખલ ફી આઠ આના છે (૩) સ્થાયી ગ્રાહકોને આ ગ્રંથમાળાના પુસ્તકોની એક એક નકલ પોણી કીંમતે મળશે (૪) સ્થાયી ગ્રાહકોને વી. પી. ખર્ચ નહિ લાગે. તેમને ગ્રંથમાળાનું દરેક પુસ્તક સાદાં બુકપોષ્ટ દ્વારા મોકલવામાં આવશે. પોતાને પુસ્તક મળ્યા પછી ગ્રાહકે તે પુસ્તકની કીંમત તથા ટપાલ ખર્ચ જેટલા પૈસા મોકલી આપવા. (૫) એક કરતાં વધારે નકલ પોણી કીંમતે મેળવવા ઇચ્છતા સ્થાયી ગ્રાહકે પોતાને જોઇએ તેટલી નકલના પૈસા પોણી કીંમત લેખે ગણીને તેમાં ટપાલ ખર્ચ ઉમેરી પ્રથમથીજ મોકલી આપવા. જો તેમ ન કરે તો તેને વધારાની નકલો પૂરી કીંમતે વી. પી. થી મોલવામાં આવશે. (૬) એક વર્ષમાં ચાર રૂપીઆથી વધુ કીંમતનાં પુસ્તકો બહાર પાડવામાં આવશે નહી પરંતુ તેમાંથી ઓછામાં ઓછા ત્રણ રૂપીઆના પુસ્તકો લેવા દરેક સ્થાયી ગ્રાહક બંધાય છે. (૭) અધવચથી બંધ થવા ઇચ્છતા કોઇ પણ ગ્રાહકને, તેમજ માળાના બધા મણકા પૂરા થયે બધા ગ્રાહકોને દાખલ ફી પાછી આપવામાં આવશે.

---

કોઇ સ્વર્ગનો દેવ મારી જૂએ છે અરચાય.
એમ જાણી તે બહાર નીકળ્યો કર્યો ધનુષ ટંકાર
ત્રિલોકમાં તેનો શબ્દ પડઘો ગૂંજી ધરણી અપાર.
ભીમે જાણ્યું-રખવાળ આવ્યો ! ભય ભાસ્યો મન માહે.
ભરેલો ઘડો મૂકી કિનારે જીવ લઇને નાઠો.
માતને ભ્રાતની પાસે આવ્યો બોલ્યા ધરમરાય-
કેમ તું આવ્યો નાઠો નાઠો કુંભ મૂકયો છે કયાંય ?

---

ભીમ કહે–ટંકાર થયો તે, સાંભળ્યો નહિ શું કાન?
સરવરનો રખવાળજ આજે કાઢત મારો પ્રાણ!
માટે ઘડો મૂકીને આવ્યો સરવરને કિનાર.

ગાંધી ગ્રંથમાળા — મણકો ૨ જો.

કીંમત ૦-૧-૬ **શિવદયાળની શોધ** સવાછ રૂપીએ સો.

અથવા

## સત્ય વિના બીજું કશું નથી.

મરહુમ મહાત્મા ટોલસ્ટોય પરથી રચેલી આ એક અત્યંત રસીલી વાર્તા છે. વાંચવી શરૂ કર્યા પછી પૂરી કર્યેજ છૂટકો થાય એવી રસિક હોવા છતાં અત્યંત બોધદાયક છે. ઇનામ તરીકે વહેંચવા તથા બાળકોને ભેટ આપવા ઇચ્છનારને પાંચ રૂપીએ સો નકલ આપવામાં આવશે.

ગાંધી ગ્રંથમાળા દ્વારા બહાર પડવાનાં અન્ય પુસ્તકો.

*ઇજીપ્તનો ઉદ્ધારક અથવા મુસ્તફાકામેલ પાશાનું જીવન,
*મૂરખરાજ અને તેના ભાઇઓ નામની રસીલી વાર્તા.
*ગાંધીજીના પત્રો, *સર્વોદય અથવા નવું અર્થશાસ્ત્ર
*ગાંધીજીની દિવ્યવાણી. *ગાંધીજીના અપ્રસિદ્ધ લેખો
ગાંધીજીનું જીવન ચરિત્ર, આફ્રીકાનો સત્યાગ્રહ, વગેરે પુસ્તકો ધીમે ધીમે પ્રગટ થશે.

---

* આ નિશાનીવાળાં મહાત્માજીએ લખેલાં છે.

---

ભરેલો ઘડો ઉંચકી નાસું તો દોડતાં લાગે વાર.
માટે તે ત્યાં મૂકીને આવ્યો, હવે હું નહિ લાવું.
અર્જુનજી કહે દેખાડો મુજને હું તમ સાથે આવું.
ભીમ કહે—શું મુજથી બળીઓ ? તે તું ધરે છે હામ !
તે છતાં જ્યાં ઉત્તર દિધા, શું છે મારૂં કામ ?
અર્જુનજી કહે દેખાડવાને ચાલો મારી પૂઠે.

## લેખન વિભાગ.

પ્રકાશકો માટે—ગાંડીવ સાહિત્ય મંદિર તરફથી જેમને જોઇએ તેમને નિર્દોષ પુસ્તકો લખાવી કે ભાષાંતર કરાવી આપવામાં આવે છે. હાલ તુરત, સંસ્કૃત, હિંદી, મરાઠી, બંગાળી, ઇંગ્રેજી, ફારસી, ઉર્દુ એટલી ભાષામાંથી ભાષાંતરો કરાવવાની ગોઠવણ થઇ શકી છે. જેમનો વિચાર હોય તેમણે વ્યવસ્થાપકને લખવું.

ભીમસેન કહે આગળ થા તું એમ કહી બેઉ ઉડે,
સરવર પાસે આવી દૂરથી ભીમ વદ્યો વચન.
જો કુંભ પેલો પડ્યો કિનારે. અતઃપો વાયુને તન.
દેખાડીને વૃક્ષની પુંઠે સંતાઈ ઉભો સાર;
અર્જુનજીએ ઘડો લીધોને કીધો મન વિચારઃ—
કોણ છે એવો રખવાળ જે કોઇને ન પીવા દે પાણી ?
જોઉં એની ચર્ચા હું તો, એવી ઉલટ મન આણી
ભરેલો ઘડો જળમાં ઢોળ્યો. ઢોળીને પાછો ભરીઓ,
બે ચાર ખુંખારા કરીને કોગળો જળનો કરીઓ.
એટલે ગાંધર્વ સાંભળ્યું કાને નીકળ્યો જળની બહાર.
બાણુ જ લીધું ભાથામાંથી ધનુષ છે તૈયાર,
જળ હાલ્યાથી અર્જુને જાણ્યું—નીકળ્યું કોઇ બહાર.
રખે બાણુ મારી દે મુજને વાગતાં ન લાગે વાર.
અંધારે કાંઇ દેખાય નહિ ને હાનિ કરશે બાણુ.
કરું હું શીરીતે રક્ષા મારી ? બચાવું મારો પ્રાણુ.
એવું જાણીને મંત્ર વાયુનો ભણીયો તે ચડી ચોટ

---

શરીરના રક્ષણને સારૂ કીધો પવનનો કોટ.
એવામાં તે ગાંધર્વે તો બાણુ ફેંક્યું ત્યાંય.
અર્જુનજીની પાસે આવ્યું ઝાલી લીધું કરમાંય.
પછી અર્જુને વિચાર કીધો, છે કોઇ અધમ જાત,
આ પ્રમાણે મારી કરતો નિર્દોષ જીવનો ઘાત.
માટે એને શિક્ષા દેવી એવી ધરી મન હુંષ.
હું બાણુ શી રીતે મારૂં એને ? પાસે નથી ધનુષ.
પણ વિદ્યાવંતને વાર શું લાગે ? રણુ લડનારો રણુીયો-
એ બાણુ ઉપર મંત્ર વાયુનો બીજો નાગપાશ ભણીયો.
પછી અળમાં બાણુ ફેંક્યું તે વાયુ લઇ જાય-

પાસે તૈયાર ન હશે તે ક્યાંથી અને શી કીંમતે મળી શકે છે તેની માહિતિ મફત પુરી પાડવામાં આવશે.

માત્ર હિંદી ભાષાજ આપણી ભરતભૂમિની રાષ્ટ્રભાષા થઇ શકે એમ છે એવું તો હવે બધાય દેશનાયકો કબૂલ કરે છે, અને બધાય ભારતવાસીઓ સમજી ગયા છે. એજ કારણથી હિંદી ભાષા શિખવા ઇચ્છનાર ગુજરાતી ભાઇઓ માટે ગાંડીવ સાહિત્ય મંદિરમાં એક ખાસ હિંદી વિભાગ ઉઘાડવામાં આવ્યો છે. આ વિભાગમાં ગુજરાતીઓને સહેલથી સમજાય એવાં હિંદી પુસ્તકોનો સંગ્રહ કર્યો છે. ટુંકી ટુંકી અને સ્હેલી વાર્તાઓથી માંડીને મોટાં હિંદી પુસ્તકો સમજી શકાય એવી રીતે અમે પુસ્તકોની અનુક્રમે ગોઠવણ કરેલી છે. એટલુંજ નહિ, પણ એ પુસ્તકો વાંચી રહ્યા પછી જીજ્ઞાસુ ગ્રાહકોને હિંદી ભાષાનું કોઇ પણ મોટું નાનું પુસ્તક મેળવી આપવા માટે અમે ખાસ વ્યવસ્થા રાખી છે. અત્યારેજ મળી શકતાં હિંદી પુસ્તકોની સમજ પાછળ આપી છે. આશા છે કે ગુજરાતી ભાઇઓ આ વિભાગનો લાભ લેવા ચૂકશે નહિ.

એજ પ્રમાણે પારસી ભાઇ બહેનોના ખાસ લાભ માટે અમે એક પારસી વિભાગ ઉઘાડ્યો છે. આ વિભાગમાં પારસી લેખકોને

---

અંગારકને શરીરે અડતાં નાગજ પેદા થાય.
તેણે ભુજ બાંધ્યા ગાંધર્વના તે પણ મનમાં કળાયો.
કહ્યું પ્રેમદા બ્હાર આવો, કોઇ મુજ માથાનો મળીઓ.
બળીયા સાથે બાથ ન લેવી નમવા માટે બાહું,
તમે વિમાને બેસી જાઓ, કરગરી કર જોડાવું.
વિઘ્ન કરે તે કરે નિવારણ એમ કહ્યો ઉચ્ચાર,
એટલે એની અપ્સરાઓ તરત નીકળી બ્હાર.

હાથે લખાયલી રસીલી વાર્તાઓ કાવ્યો અને નાટકો; તેમજ ખાસ કરીને પારસી વાંચકોને રસ પડે એવાં સાહિત્યનો સંગ્રહ કર્યો છે. પારસી સાહિત્યમાં રસ લેનારા સર્વ સજ્જનોને આ વિભાગનો લાભ લેવા આમંત્રણ છે. આજકાલ હિંદુ ગુજરાતી અને પારસી ગુજરાતી સાહિત્યમાં જે ભેદ પડી ગયો છે તેને પુસ્તકો અને વાર્તામાળા દ્વારા ધીમે ધીમે દૂર કરવાનો અમે વિચાર રાખ્યો છે અને તે કાર્યમાં આ વિભાગ અનેક રીતે સહાયભૂત થશે, એવી આશા છે. પારસી તથા મુસલમાન લેખકોએ અમારી સાથે પત્ર વ્યવહાર કરવો.

આગળ ઉપર આવીજ રીતે **મરાઠી વિભાગ, બંગાળી વિભાગ, વિદુષિવિભાગ** એમ બીજા ખાસ વિભાગોની રચના કરવાનો ઇરાદો છે, પરંતુ તેનો બધો આધાર અત્યારના વિભાગોની સફળતા ઉપર રહેશે. વ્યવસ્થાપક—ગાં. સા. મં.

---

વસ્ત્ર બદલીને વિમાને બેઠી અંત્રિક્ષ ઉભી જોવા-
અંગારક કરગરતો ચાલ્યો ધ્રુશકે માંડ્યું રોવા.

(વલણ) ધ્રુશકે રડવા લાગીઓ સાંભળને તું રાય.
વ્યાસ વલ્લભ મુખ ઓચરે સુણજો સૌ શ્રોતાય.

---

બોલ્યા વૈશંપાયન વચન સાંભળ જનમેજય રાજન.
રડતો રડતો ગાંધર્વ જાય એના અતળા હાથ ચુસાય.
બુમ પાડે-આંધ્યો કોણે મને? ક્યાં છો? આવું તમારી કને.
હાથ ભીડો થાઉં છું હેરાન. તે તો સાભળ્યું બીમે કાન.
ભીમે કાને સાંભળ્યું કે અર્જુનજીએ બાંધ્યો,
વૃક્ષને ઓથેથી નીકળીને ગાંધર્વ સામો વાંધ્યો.
મહા બળીઓ એતો ફળફળીઓ કડબડ મુકી દોટ
ગાંધર્વ સામો આવે તેની જઇને ઝાલી કોટ.

# સામાન્ય વિભાગ.

## નવલકથાઓ

**કામિની કે સિરચી? અથવા બેટી ત્રિશૂળનો ચમત્કાર**—પાને પાને નવો ચમત્કાર બતાવનારી અને ઘડીએ ઘડીએ ઉત્સુકતાને પ્રેરનારી આ રસીલી નવલકથા એકવાર વાંચવી શરૂ કર્યા પછી પૂરી કરતાં સુધી મૂકવીજ ગમતી નથી. ચાર સુંદર ચિત્રો. પાકી મનોહર બાંધણી સોનેરી નામ કી. ૨-૦-૦

**માનવશયતાન અથવા પિશાચોની પ્રપંચજાળ.**—આ એક મનોહર અદ્‌ભૂત ડીટેકટિવ નવલકથા છે એમાં એક પ્રેમાળ દંપતિના અતૂટ પ્રેમ વચ્ચે કંઇક ગેરસમજને લીધે સંદેહ ઉત્પન્ન થઇને વિઘ્ન આવે છે અને તેમ થતાં તેમના ઉપર ટાંપી રહેલા શત્રુઓનું જોર ચઢી વાગે છે. તેઓ એ યુગલને સંકટની શીશીમાં ઉતારવાને કેવી વિચિત્ર ખટપટ અને ઇંદ્રિજાળી રચના ઉભી કરે છે તે જોઇ તમે આશ્ચર્યચકિત થઇ જશો. પૃષ્ટ સવા ત્રણસો. પાકી સોનેરી બાંધણી કી. ૨-૦-૦

---

ગડદા પાટુ ઢીંચણુ કોણી—દેવા માંડ્યો માર.
ઉંચો ઉછાળી નીચો પછાડે પ્રૌઢ કરે પોકાર.
અરેરે મને શીદ મારો છો ગુન્હો કરો મુજ માફ.
ભૂલ્યો ચૂક્યો ને જખ મારી ઓરે મારા બાપ.
કરગરતો તોયે ભીમ ઠોકે વર્તાવે ત્રાય ત્રાય,
એવું જોઇને અર્જુનજીને આવી મન દયાય.
અર્જુન કહે આ મોટા બંધુ મૂકો ધમાધમ,
જો તમે એને હાથ અડાડો તો છે મારા સમ.
તવ હાથ ભીમે બંધ કીધા રાતો તાતો થાતો

---

સોગન સારૂ હાથ બંધ કરી મારે પગની લાતો.
એવું દેખીને અર્જુનજી વધા મુખથી વાણ—
મુકલ એને આડો તો તમને ધરમરાયની આણ.
એટલે ભીમસેન આયો પાછો બેલજ બોળી કાઢ્યો.
નાના મોટા ઝાડ ઉપાડી ઝાડે ઝૂડવા માંડ્યો.
તવ અર્જુને વકોદરને વૃક્ષના સોગન દીધા.

**સમાજ**—સ્વર્ગસ્થ બાબુ રમેશચંદ્ર દત્તની એક રસીલી બંગાળી નવલકથાનું આ અત્યંત સુંદર રૂપાંતર છે. એમાં આજકાલના હિંદુ સંસારના આબેહુબ ચિતાર સાથે મનોહર પ્રસંગોનું તાદૃશ આલેખન છે. પછી તો રમેશબાબુની નવલકથા! એટલે જેટલાં વખાણ થાય તેટલાં ઓછાં. પૃષ્ઠ અઢીસો. પાકું પૂઠું કી. ૧–૦–૦ એના વિના તમારું ગૃહપુસ્તકાલય સૂનું ન રાખશો.

**રણજીત અને કુસુમ**—સાંસારિક તેમજ જાસુસી તત્વોનાં મધુર મિશ્રણવાળી આ નવલકથા એક આદર્શ હિંદુ કુટુંબનો ચિતાર આબાદ ખડો કરે છે. પાકું પૂઠું, રૂપેરી નામ કી. ૨–૦–૦

**મધુસૂદન**—પ્રકરણે પ્રકરણે બોધદાયક બનાવો અને સુંદર શબ્દચિત્રોવાળી રસીલી સામાજિક નવલકથા. પૃષ્ઠ બસો, પાકું પૂઠું કી. ૧–૮–૦ એ સિવાય—

**શાંતિદા ૦-૧૨-૦ ભદંભદ ૧–૮–૦ નીલનેની ૦–૮–૦ હાસ્યમંદિર ૧-૧૨-૦ ઉષાનંદિની ૦-૧૦-૦ ડંકિણુનો વાઘ ૩–૦–૦ જુવાની જાળવવાના ઉપાય ૩–૦–૦ અદ્ભુત આગબોટ ૧–૦–૦ ચમત્કારી ગુફા ભાગ ૧ લો ૨–૮–૦ ભાગ ૨ જો ૩–૦–૦ વિશ્વ–લીલા ૨–૦–૦ સત્તરમી સદીનું ફ્રાંસ. ૨–૧૪–૦ આસામ પર હલ્લો ૧–૪–૦ પંચાસરનો જયશિખરી ભાગ ૧. ૨–૦–૦ ભાગ ૨. ૧–૮–૦ સૌંદર્ય-જવાળા ભાગ ૫ ૩–૦–૦ મિલન મંદિર ૨–૮–૦**

---

એટલે ભીમે વૃક્ષ ત્યજીને હેઠા પથરા લીધા.
તવ અર્જુને એમ વિચાર્યું, મનમાં ધરી શોક
ઓ ભાઇ તમને ઘટે તે કરો સોગન તમને કોક
ભીમ કહે–હવે નહિ મારૂં ચાલો તત્પર થઇએ.

## ધાર્મિક રાષ્ટ્રીય અને બીજાં પુસ્તકો.

**કૈલાસમાનસ**—સ્વામી હંસે કરેલા હિમાલય પર્વતમાંના પોતાના પ્રવાસનું આ સુંદર રસિક વર્ણન છે. હિમાલય પર્વતનાં મનોહર દૃશ્યોને આંખ આગળ તાદૃશ ઉભા કરી દે એવાં આકર્ષક ચિત્રોથી ભરપૂર છે. પાકું સોનેરી પૂઠું કીં. ૨—૦—૦

**પદ્માખ્યાન**—સતી પદ્માકુમારીની કથા મનોહર કાવ્યોમાં આપનારૂં આ પુસ્તક દરેક હિંદુ સ્ત્રીએ પોતાની પાસે રાખવુંજ જોઇએ. એમાં આપેલાં કેટલાંક કડવાં તો ખાસ મ્હોંડે કરવા લાયક છે, એટલુંજ નહિ પણ પુરૂષોને પણ રસ પડે એવી રીતે આપણા કેટલાક સામાજિક દોષો વિષે એમાં સદલીલ ચર્ચા આપેલી છે. પાકું કાપડી પુઠું સોનેરી નામ કીં ૧—૪—૦

---

અર્જુન કહે મોટાભાઇ, મોટા કને લઇ જઇએ.
તવ ગાંધર્વે મન વિચાર્યું હવે તો જીવજ જાશે.
આ મોટા આવો નિર્દય તો એથી મોટા કેવો હશે ?
એવું ધારીને એ બોલ્યો—મૂકોની મુજને બાપુ !
મોટા પાસે લઇ મા જશો, અભંગ રથ મુજ આપું.
તમે નાના છો દયાળુ અને છે નિર્દય આ મોટા.
તો તેમનાથી જે મોટા તે હશેજ બમણા ખોટા.
ભીમ કહે હું તો સારો છું રાખું છું કે મહેર.
એ મોટા તો મહા ક્રોધી છે મારી નાંખશે ઠેર.
ગાંધર્વ કહે મૂકો મુજને, આપું અક્ષય ભથો
ગાંડીવ નામક ધનુષ આપું, સુણી ભીમ મલકાતો.
એને અર્જુને કુંભ લીધો ચાલ્યા સર્વે સાથ,
આવતા જોઇ ધર્મ ઉઠ્યા છોડયા ગાંધર્વના હાથ.
અરેરે, આને શીદને માર્યો ? કાંઇ દયા નહિ આણી ?

## ઉંદરમામાની આરતિ

"જાણીને ખોતરી ખાધું, કર્યું આ ઘર બધું પોલું.
હવે કંઇ રહેમ લાવીને સીધાવો તો ઘણું સારૂં!
ન દીધાં'તાં નિમંત્રણ કંઇ, વગર તેડે પધારી આવ્યા!
હવે સીધાવવા વિનતિ.. સીધાવો જાવ ઓ મામા!

*   *   *   *

ન મૂક્યાં આંજ વસ્ત્રોયે કરડવા તીજ-દંતીજી!
છતાં જાણે પડતું ઓછું! ફુંકીને દેહુયે કરતી!
અરે ભુંડા, જરાયે તો હૃદય કે ન્યાયને ધારો,
ન ખોદો ખાત તેનું તો, પ્રભુની બીક કંઇ રાખો.
તમારા ત્રાસથી થાકી હવે તોબાહ કરૂં, બાપુ!
ઉરે કંઈ એમ આવે કે મીની મારશી જઇ ચાંપું—"

વધુ માટે વાંચો **હૃદયમન્થન** (સુરતના સુવિખ્યાત નેતા કલ્યાણજી વિ. મહેતાની લખેલી) કારણ કે તેમાં આવી અનેક દેશભક્તિની ગઝલો કવ્વાલીઓ તથા હૃદયને ડોલાવે એવી સુંદર કવિતાઓ આપેલી છે. પાકું પાઠું ગ્લેઝ કાગળ કીં ૦–૮–૦

**દાદાચરિત્ર**—મહાન દેશનાયક હિંદના દાદા શ્રીયુત દાદાભાઇ નવરોજીનું આ સંક્ષિપ્ત પણ સંપૂર્ણ જીવન ચરિત્ર દરેક દેશાભિમાની ભારતવાસીએ વાંચવુંજ જોઇએ. કીં ૦–૬–૦

**હિંદકીર્તન**—આ પુસ્તકમાં અનેક મનોહર ગઝલ કવ્વાલીઓ તથાં બીજાં રાષ્ટ્રીય કાવ્યોનો મનોરંજક સંગ્રહ છે. અસહકાર, ખાદી, રેંટીઓ, વગેરે જમાનાને અનુકૂળ વિષયોની કવિતા સાથે મ૦ ગાંધીજી, લો૦ તિલક, લાલા લજપતરાય વગેરે દેશ નાયકોના મનોહર ફોટો આપેલા છે. ગ્લેઝ કાગળ આર્ટ પૂઠું કીં ૦–૬–૦

**ગાંધીજીની દિવ્યવાણી**—મહાત્માઓની અમૃતવાણી સાંભળતાં કયો પામર મનુષ્ય ધરાઇ શકે છે? જેમના મુખમાંથી પળેપળે

નવિન ઉપદેશામૃતના બિંદુઓ ઝર્યા કરે છે એવા મહાપુરૂષના શબ્દો સુણતાં કોઈને પૂરો સંતોષ થયો નથી. માટેજ તમારે આ નાનકડું પુસ્તક જરૂર વાંચવું જોઈએ. એમાં મ. ગાંધીજીના બોધનો સાર આપેલો છે, એમાં સ્વર્ગીય નવિનતા ભરેલી છે કીં ૦-૨-૦

**પાંડવગુપ્તનિવાસ**—જો તમને ગુજરાતી સાહિત્યનો સાચો શોખ હોય તો પાંડવોના અજ્ઞાતવાસ વિષેનું આ રસીલું નાટક તમારે અવશ્ય વાચવું જોઇએ. સ્ત્રીપાત્ર વગરનું હોવાથી નિશાળોમાં અને મેળાવડામાં ભજવવા તથા ઇનામ આપવા લાયક છે. કીં ૦-૧૦-૦ ખાસ વહેંચવા માટે પાંચ નકલ સામટી લેનારને અઢી રૂપીઆમાં આપવામાં આવશે.

**મધ્યમ નાટક**—આ પણ ઉપલા જેવુંજ રસીલું નાટક છે-વળી સાક્ષર શ્રીયુત કેશવ હર્ષદ ધ્રુવનું લખેલું છે. એટલે એમાં ખામી તો શુંજ હોય? કીં. ૦-૧૨-૦

**રાઈનો પર્વત**—સાક્ષર શ્રીયુત રમણભાઇ નીલકંઠ રચેલું રાજદ્વારી સામાજિક નૈતિક તથા બીજા મહત્વના પ્રશ્નો તથા પ્રસંગોની મનોહર ફુલગુંથણીવાળું રસીલું નાટક. કીં ૧-૮-૦

**મેવાડ પતન**—સ્વ૦ બાબુ દ્વિજેન્દ્રલાલ રાયના એક બંગાળી નાટકનું મધુર ગુજરાતી રૂપાંતર. આંખને શોભાવે એવું સુંદર પાકું સોનેરી પૂઠું પૃષ્ઠ સવાબસો. કીં ૧-૮-૦

---

એવે સહદેવે ઘડો લીધો માતાને પાયું પાણી.
તવ કુંતાને શુદ્ધિ આવી. બોલ્યા ધરમરાય.
ઓરે, ગાંધર્વ જા તું તારે અપરાધ કરજે ક્ષમાય.
એ સરવરમાં આવીશ નહિ તું જો હોયે સજાત.
અનેક જીવને પીવાનું પાણી તેમાં કરે તું ઘાત.
એ રીતિ નહિ સપુત જનની-કહી મૂકયો તવ આસ્યો.

પાંચાલીપ્રસન્નાખ્યાન—મહાકવિ પ્રેમાનંદનું બનાવેલું પ્રાચીન ઢબનું પણ અત્યંત રસીલું નાટક, સ્નેહીઓને ભેટ તથા ઇનામમાં આપવા લાયક કી. ૦-૧૨-૦

ડાકઘર અથવા ટપાલ ઓફીસ—કવિવર રવીંદ્રનાથ ટાગોરે મૂળ બંગાળીમાં લખેલી એક રસીલી પણ કરૂણામય બાલવાર્તાનું સાક્ષર શ્રી મંજુલાલ દવેએ કરેલું આલ્હાદજનક ગુજરાતી રૂપાંતર. ઇનામ તરીકે વહેંચવા માટે તેમજ બાળમિત્રોને ભેટ આપવા માટે આ એક સર્વોત્તમ સાધન છે. કીં. ૭ આના.

ગીતાંજલિ—જેને માટે કવિવરને અમૂલ્ય 'નોબલ પ્રાઇઝ' મળ્યું તે અદ્દભૂત કાવ્ય સંગ્રહનું શ્રીમતી કનુબ્હેન દવેએ કરેલું આ ભાષાન્તર જો તમે વાંચ્યું ન હોય તો તમારૂં જીવ્યું વૃથાજ સમજજો. મૂળ બંગાળીને વાંચવાનું ભાગ્ય તો કોઇકનુંજ. પરંતુ આ ભાષાન્તર વાંચ્યા વિના તો નજ રહેશો. કીં. ૦-૮-૦

શિક્ષાવચન-સોનેરી શિખામણો તથા નીતિ ભક્તિની મુખપાઠ કરવા લાયક ઉત્તમ કવિતાઓનો સંગ્રહ. કી. ૦-૧-૬

એ સિવાય કવિશ્રી નંદશંકરનું જીવન ચરિત્ર ૧-૦-૦; માર્કો પોલોનો પ્રવાસ ૦-૧૦-૦; સ્ત્રી પોકાર ૦-૪-૦; શ્રી૦ ભોળાનાથ સારાભાઇનું જીવન ચરિત્ર ૨-૦-૦; સામાજિક સેવાના સન્માર્ગ ૦-૧૨-૦; મીસ નાઇટીંગેઇલનું ચરિત્ર ૦-૪-૦; પ્રેમ પુષ્પાંજલિ ૦-૧૦-૦; ગોપાળ ગીતા ૦-૮-૦ વગેરે પુસ્તકો મળશે.

---

એટલે ભીમે ઝડપ મારી ઓચીમાંથી આલ્યો.
ભીમ કહે, ક્યાં જાય જે નાશી ? જીવજ તારો લઉં.
પેલી ગણ વસ્તુ કહી આપે તો તને જાવા દઉં.
એટલે ગાંધર્વ પૂછવા લાગ્યો કહો. લેઇશે ક્યારે ?
ભીમ કહે વેણુ દે અર્જુનને આપજે માંગે ત્યારે.

**કબીરકૃષ્ણગીતા**—મહાત્મા કબીરજીના ઉપદેશામૃતથી ભરેલું આ પુસ્તક દરેક કબીરપંથીએ પોતાની પાસે રાખવું એટલુંજ નહિ પણ તેનો અને તેટલો પ્રચાર કરવો એ તેમની ફરજ છે. મધુરી ભજ ભાષામાં લખાયલું આ પુસ્તક ખરેખર એક રત્નનો ખજાનો છે કીં. ૧-૦-૦.

**ન્હાના ન્હાના રાસ**—રસિક કવિ ન્હાનાલાલનાં મનોહર કાવ્યોનો સંગ્રહ. દિવાળી કે લગ્ન પ્રસંગે પ્રિયજનને ભેટ આપવા લાયક છે. ન્હાનાલાલની કૃતિ વિષે વિશેષ તો શું લખવું ? કીં. ૦-૮-૦

**ગઝલ સાગર**—સારા સારા લેખકો તથા ગુર્જર સાક્ષરોએ લખેલી સુંદર ગઝલોનો ઉત્તમ ભંડાર. દરેક કાવ્યપ્રેમીએ પોતાની સાથેજ રાખવા લાયક. કીં. ૦-૪-૦

એ ઉપરાંત સરસ્વતીચંદ્ર, કરણઘેલો, પૃથિવીવલ્લભ ગુજરાતીની ભેટો વગેરે દરેક સારા લેખકની મોટી તેમજ નાની નવલકથાઓ, તેમજ અસંખ્ય નિર્દોષ પણ રસીલી વાર્તાઓનાં પુસ્તકો મળી શકે છે. કોઇ પણ પુસ્તક માટે તમે વરદી આપી શકો. જો તે વાંચવા ભર્યું ન હશે તો જરૂર ગાં. સા. મંદિર તરફથી મળી શકશે.

---

તવ અર્જુનને વચન આપ્યું. અંગારક મુજ નામ.
જોઇએ ત્યારે સ્મરણ કરજો આપી દઇશ તે ઠામ.
અર્જુન કહે વારૂ વીરા હવે મૂકીદો બાત.
એટલે ભીમે તેને છોડયો. માથે લીધાં માત.

---

| તિલક ચરિત્ર. | અઢી આનાની ટીકીટ ચોડવી | સ્વરાજ્ય કીર્તન. |
|---|---|---|
| લોકમાન્યનું સંપૂર્ણ જીવનવૃત્તાંત. | | સત્યાગ્રહીનાં સુંદર કાવ્યો. |
| કીં. ૦-૨-૦ | | કીં. ૦-૨-૦ |

# પારસી વિભાગ.

**ટુચકા સંગ્રહ**—પારસી ભાષામાં નાનીનાની રમુજી વાતો ટુચ-
કાઓ, પેટ પકડીને હસાવે એવી વાતચિતના નમુનાઓ તથા બુદ્ધિને
ચાનક મળે એવા અક્કલબાજીના સુંદર ફકરાઓ આ પુસ્તકમાં
ભરેલા છે. કીં૦ ૦–૪–૦

**રમુજ ભંડાર**—'શેરને માથે સવાશેર હોયજ' તે પ્રમાણે આ
પુસ્તક 'ટુચકાસંગ્રહ' કરતાં સવાયું થાય એમ છે. એમાં તો ખુદ
તારાપોરવાળાએ લખેલી અનેક હાસ્યરસિક મ ન હ સાથે કેટલાક
ધ્યાન આપવા લાયક ચટકાઓનો સમાવેશ કર્યો છે પાકું પૂઠું ગ્લેઝ
કાગળ કીં૦ ૦–૧૨–૦

**પાકદામન પીરોજા**—દા૦એ૦ તારાપોરવાળાની લખેલી
પારસી સમાજમાં અત્યંત લોકપ્રિય થયેલી આ વાર્તાના જેટલા
વખાણ કરીએ તેટલાં ઓછાં છે. કીં૦ ૦–૮–૦

એ સીવાય મશહૂર વાર્તા લેખક કાબરાજી, શરીફ, મસરેક અને
તાલેયારખાંની કોઇ પણ વાર્તા મળી શકશે. ઝંદ અવસ્તા તેમજ
બીજાં પારસી ધર્મના પુસ્તકો પણ મળશે.

---

એ ભાઇ ખાંધે બે ભાઇ કેડે ઉંચકી ચાલ્યો જાય.
એવે વહાણું વાવા આવ્યું. ઋષિનો મઠ દેખાય.
બ્રાહ્મણોને ભણતા સૂણ્યા બોલ્યા સહદેવ સાર.
ભીમસેન ભાઇ સહુને ઉતારો; અહીં રહેવા વિચાર.
( વલણ ) આંહીં રહેવું આપણે ઓરે મારા વીર.
તવ ભીમે ઉતારીયા બેઠા સૌ બળવીર.

**આદીવાખ્યાન સમાપ્ત.**

# હિંદી વિભાગ.

વાંચક જાણે છે કે આ વિભાગ અમે ગુજરાતી ભાઇઓમાં હિન્દી ભાષા પ્રચારના ઉદ્દેશથીજ કાઢ્યો છે. એટલે અત્યારે એમાં કોઇ મોટા ગ્રંથો નથી રાખ્યા. પરંતુ વ્યાકરણની ફડાકૂટમાં પડયા વગર એક ગુજરાતીને કુદરતી રીતેજ સમજ પડી જાય એવી ઢબથી શરૂઆત કરવાનો અમારો વિચાર છે. નીચે આપેલાં પુસ્તકો નાનાં અને સહેલથી સમજાય તેવાં છે. એટલુંજ નહિ પણ તેનું ગુજરાતી ભાષાંતર સાથે રાખી શકાય એમ છે:—

**म० गांधीजीकी दिव्यवाणी**—આનું ગુજરાતી ભાષાંતર તૈયાર છે. દરેકની કીં૦ ૦–૨–૦ બંને સાથે મંગાવનારને ૦–૩–૬.

**मेरे जेलके अनुभव**—મહાત્મા ગાંધીજીનો જેલનો અનુભવ મૂળ ગુજરાતીની મદદથી હિંદી સારૂં સમજી શકાશે. દરેકની કીં. ૦–૬–૦; જોડીના ૦–૧૧–૦.

**सूमके घर धूम**—આ એક અત્યંત રસીલું હિંદી નાટક છે. એનું ગુજરાતી ભાષાન્તર જો કે તૈયાર છે પણ છપાતાં વાર છે. તે છતાં ઉપરનાં બે પુસ્તકો વાંચ્યા પછી આ નાટક આપોઆપ સમજી શકાય એમ છે. કીં. ૦–૫–૦

---

### "તમારી આત્મશ્રદ્ધા તો."

દિવાલો દુર્ગની ફાટે, તમારા કેદખાનાની,
તૂટે જંજીર લોખંડી તમારી આત્મશ્રદ્ધા તો.
તમારા માર્ગમાં ઉભા પહાડો એ ખસી જાશે,
બિયાબાં માર્ગ દઇ દેશે તમારી આત્મશ્રદ્ધા તો.
ઉતરવા સાત સાયર જો તમારા પત્થરો તરશે,
વિના નૌકા સફર થાશે તમારી આત્મશ્રદ્ધા તો.

**नीतिधर्म अथवा धर्मनीति**—આ પુસ્તક મૂળ મ. ગાંધીજીએ ગુજરાતીમાંજ લખેલું છે અને તે "ગાંધીજીની વિચારસૃષ્ટિ" એ નામના પુસ્તકમાં છપાયલું છે. તેની મદદથી આ હિંદી પુસ્તક સહેલાઈથી સમજી શકાશે. કીં. ૦–૪–૦ ( એ પુસ્તકની સસ્તી આવૃત્તિ થોડાજ વખતમાં આ સંસ્થા તરફથી બહાર પડશે. )

**स्वदेशाभिमान**—જુદા જુદા દેશોના શૂરવીર ભૂમિભક્તોનાં સ્વદેશાભિમાનની રસિક વાતોનો આ સંગ્રહ સહેલથી સમજાય તેવી હિંદી ભાષામાં લખેલો છે. વાંચતાં બહુ આનંદ ઉત્પન્ન થવા સાથે તમારૂં કજળાતું દેશાભિમાન જાગૃત થશે. કીં. ૦–૫–૦

**सोनेका चांद** } **फूलोंकी डाली** } આ બંને પુસ્તકોમાં બાળકોને રસ પડે એવી સુંદર કહાણીઓ અને ટુંકી વાર્તાઓ આપેલી છે દરેકની કીં. ૦–૪–૦. છેલ્લાં ત્રણ પુસ્તકોનાં ભાષાન્તર તૈયાર કરવામાં આવે છે. તે છપાઈ બહાર પડશે એટલે વાંચકો તે પુસ્તકોની ગુજરાતી તેમજ હિંદી આવૃત્તિ સાથે મંગાવી શકશે.

---

જવું આકાશમાં ધારો, ન વાયુયાન પાસે છો,
વિના પાંખે ઉડી જાશો તમારી આત્મશ્રદ્ધા તો.
હજારો રોગની જ્વાળા દવાના બુંદના વિના,
બુઝાશે શાંતિ સિંચાશે તમારી આત્મશ્રદ્ધા તો.
દિગંબર સાધુના ચરણે સિકંદર શાહ નામે છે,
ગળે સૌ ગર્વ ભૂપતિના તમારી આત્મશ્રદ્ધા તો.
જીગરની આળકઠથી તો વિંટાળ્યા દૂધ પીએ છે,
પ્રકટશે પત્થરે પ્રભુજી તમારી આત્મશ્રદ્ધા તો.
પ્રભુ પ્રહલાદને માટે વસેલો લોહના થંભે,
સદા સાંનિધ્યમાં રહેશે, તમારી આત્મશ્રદ્ધા તો.
મદો-મત્ત સિંહ ને વ્યાઘ્ર ઋષિના ચર્ણ ચાટે છે,

# બાલ વિભાગ.

આ વિભાગને અંગે ગાં. સા. મંદિર તરફથી હજુ કોઇ પુસ્તક બહાર પાડવામાં આવ્યું નથી. પરંતુ અન્ય પ્રકાશકોએ બહાર પાડેલાં બાલોપયોગી પુસ્તકો ઠીક સંગ્રહ્યાં છે.

**સદ્‌ગુણી બાળકો**—સસ્તું સાહિત્ય વ. કાર્યાલયના પ્રગટ કરેલા આ પુસ્તકમાં નાનાં બાળકોની ઉમદા વર્તણૂકના ખરા બનેલા ૮૧ દાખલાઓ આપેલા છે. પૃષ્ઠ આશરે બસો કીં. ૦-૪-૦

**બાળ સદ્‌બોધ**—બાળકોને બોધ સાથે આનંદ અને ચાનક આપનારી રસીલી વાતોનો સંગ્રહ કીં. ૦-૩-૦ ( સસ્તું સાહિત્ય )

**બાળકોની વાતો**—સદ્‌ગત સાક્ષર શ્રી પઢીઆરની લખેલી રસીલી બોધદાયક વાર્તાઓનો ઉત્તમ સંગ્રહ. એને માટે વધુ લખવું વૃથા છે. કીં. ૦-૩-૦ ( સસ્તું સાહિત્ય )

એ સિવાય, સત્યવચની વિકટર ૦-૧-૬; જાદુઇ માછલી ૦-૧-૬ બાલવાડી ૦-૧૦-૦; બાળમિત્ર ૦-૮-૦; ધર્મનીતિબોધિની ભાગ ૧-૨-૩, દરેકની કીં. ૦-૩-૦; બાળ સ્વભાવ ૦-૧૦-૦; સામાન્ય જ્ઞાન પ્રશ્નમાળા તથા ખુલાસામાળા (જોડની) કીં. ૪-૮-૦; વેનીસનો વેપારી કીં. ૦-૩-૦; જાદુઇ દીવો ૦-૧-૬; શહેનશાહ પંચમ જ્યોર્જ ૦-૬-૦ તથા બીજાં અનેક બાળોપયોગી પુસ્તકો મળી શકશે.

---

તજે હિંસારી હિંસાને તમારી આત્મશ્રધ્ધા તો.
ઉભી રહી હાથ બે જોડી વિજયદેવી અહીં વરમાળ,
તમારે કંઠ આરોપે તમારી આત્મશ્રદ્ધા તો.

---

| | |
|---|---|
| નીતિબોધ... ૦-૭-૦ | ઘરમાં રમવાની રમતો... ૦-૫-૦ |
| પુત્રીશિક્ષા... ૦-૫-૦ | હિતવચનમાળા... ૦-૧-૦ |

## જેલમાં એક દુઃખદ અનુભવ.

જોહાન્સબર્ગની જેલમાં બીજો પણ એક દુઃખદ અનુભવ થયેલો. ત્યાં બે વિભાગ જુદી જાતના છે. એક વિભાગમાં કાફરી તથ હિંદી મજુરીવાળા કેદી રહે છે. બીજા વિભાગમાં સાક્ષી કેદીઓને પૂરેલા હોય છે, ને તેમાં દિવાની જેલ ભોગવનારા હોય છે. તેમાં સખત મજુરીવાળા કેદીને જવાનો હક નથી હોતો. અમારૂં સુવાનું બીજા વિભાગમાં હતું. પણ બીજા વિભાગનું જાજરૂ વિગેરે અમે હકથી ન વાપરી શકીએ. પહેલા વિભાગના જાજરૂમાં એટલા બધા કેદી હોય છે કે તેમાં જાજરૂની મહા પંચાત પડે છે. કેટલાક હિંદીને આ બહુ દુઃખરૂપ વાત થઇ પડે છે. તેમાંનો એક હું હતો. મને દરોગાએ કહ્યું હતું કે બીજા વિભાગના જાજરૂમાં જવામાં હરકત નથી. તેથી તેમાં હું ગયેલો. આ જાજરૂમાં ભીડ તો હોય છે. વળી જાજરૂ ખુલ્લા હોય હોય છે. તેને દરવાજા નથી હોતા. હું જેવો બેઠો કે તેરોજ એક જબરો મજબુત વિકરાળ કાફરો આવ્યો. તેણે મને ઉઠી જવા કહ્યું. ને ગાળો દેવા લાગ્યો. મેં કહ્યું હમણાંજ ઉઠું છું. તેટલામાં તો મને બાથ ભીડીને ઉચકયો ને બહાર ફેંક્યો સારે નસીબે મેં બારસાખ પકડી લીધી એટલે હું ન પડ્યો. આમાં કંઇ હું ગભરાયો નહોતો. હસીને હું તો ચાલતો થયો; પણ એક બે હિંદી કેદી જેણે આ બનાવ જોયો તેઓ રડી પડ્યા. જેલમાં તેઓથી મદદ તો થાય નહિ, એટલે નિરૂપાય જાણી તેઓને ખેદ થયો. આવી જાતનાં દુઃખ બીજા હિંદીઓને પણ ભોગવવા પડ્યા છે એમ મેં પાછળથી સાંભળ્યું...

---

## સ્વરાજ સવારી.

આવે છે રે આવે છે સ્વરાજ સવારી આવે છે;

જયનાદ ગગનમાં ગાજે છે. સ્વરાજ્ય०

દૂર સ્વપ્ન થયાં દૂર દેખાતું થાઓ લાયક ત્યારે જોવાનું.

## એક ધર્મસંકટ.

જેલ અર્ધી પૂરી થઇ ગઇ હતી તેટલામાં ફીનીક્ષથી તાર આવ્યો કે મિસિસ ગાંધીને મરણતોલ માંદગી છે ને મારે ત્યાં પહોંચવું જોઇએ. સહુ આ ખબરથી દીલગીર થયા. મારી ફરજ શી હતી તેનો મને સંદેહ ન થયો. જેલરે મને પૂછ્યું હવે તું દંડ આપીને જવા માંગે છે કે નહિ? ત્યારે મેં તુરત જવાબ આપ્યો કે મારાથી દંડ આપવાનું બનવા કાળજ નથી. સગાં સંબંધીથી છૂટા પડવું એ પણ અમારી લડતના ભાગ છે. જેલર સાંભળીને હસ્યો ને દિલગીર પણ થયો. આ વિચાર ઉપરથી વિચારતાં ઘાતકી જણાય એવો છે છતાં મને તો ખાત્રી છે કે એજ ખરો વિચાર છે.

## પ્રિટોરિયાની જેલમાં.

ત્રીજી તારીખે પ્રિટોરિયા પહોંચ્યો. બધું નવું જણાયું. જેલ પણ નવીજ બંધાયેલી છે. માણસો નવા. મને ખાવાનું કહ્યું પણ તેની તો ઇચ્છા ન હતી. મારી પાસે મીલીમીલનો પૉરિજ મૂક્યો. તેનો એક ચમચો ચાખીને મેં છોડી દીધો. દરોગાને અચંબો લાગ્યો. મેં

---

શું બાળક ચાંદો માંગે છે, સ્વરાજ્ય૦
તડ પાડી રાજ્ય અહીં કરવાં'તાં ઇલ્કાબ ખિતાબો ધરવાતા
કાઉન્સીલે શસ્સ કરવાંતાં, સ્વરાજ્ય૦
પંજાબ ખિલાફતથી ચેત્યા, ગાંધીજી અસહકાર ચઢયા,
ધ્વજ લીલો લાલ ચઢાવે છે, સ્વરાજ્ય૦
નોકરશાહી હાથ પડયા હેઠા, હાંહાઓ વિધવિધ લઇ બેઠા.
પણ નહિ ચાલે જખ મારે છે, સ્વરાજ્ય૦
હરિ! લાજ હવે તારે હાથે, વ્રત મોટાં લીધાં તુજ સાખે.
બળ દે, કદી ના પાછા હઠીએ— સ્વરાજ્ય૦

કહ્યું, ભૂખ નથી. તે હસ્યો. પછી બીજા દારોગાના હાથમાં હું ગયો. તે બોલ્યો "ગાંધી ટોપી ઉતાર" મેં ટોપી ઉતારી. પછી તેણે મને પૂછ્યું, "તું ગાંધીનો દિકરો છે ?" મેં કહ્યું "ના મારો દિકરો તો છ મહિનાની જેલ વોકસર્સ્ટ ભોગવે છે." પછી મને એક કોટડીમાં પૂર્યો. મેં તેમાં આંટા મારવાનું શરૂ કર્યું. થોડીવારમાં દારોગાએ દરવાજામાં કેદીઓ તપાળવાનું કાણું હોય છે તેમાંથી મને ચાલતો જોયો અને તે બોલી ઉઠયો, "ગાંધી તું આંટા ન માર; મારી ભોંય બગડે છે." મેં આંટા મારવાનું બંધ કર્યું, અને એક ખુણામાં ઉભો. મારી પાસે કંઇ વાંચવાનું પણ ન મળે. હજુ મારી ચોપડીઓ મને મળી ન હતી. મને આઠ વાગતે પૂર્યો હશે. દશ વાગે ડાકટર પાસે લઇ ગયા. મને કંઇ ચેપી દરદ છે કે નહિ તેટલું પૂછી રજા આપી. પાછો પૂરાયો. અગિયાર વાગે મને બીજી નાની કોટડીમાં લઇ ગયા તેમાં મેં બધો વખત ગાળ્યો. તેવી કોટડી એક એક કેદીઓને સારૂ બનાવવામાં આવી છે.

## કોટડીમાં.

તેની લંબાઇ પહોળાઇ ૧૦×૧૬ ફુટ હશે એમ ધારૂં છું ભોંય કાળી ડામરવાળી છે તેને ચકચકતી રાખવા દારોગાઓ મથ્યા કરે છે.

---

### "અમે હિંદી હિંદી હિંદી!"

અમે ભરતભૂમિના પુત્રો, અમ માત પુરાણુ પવિત્ર,
છે જેનાં સુંદર સૂત્રો, ઝળકાવે ઉચ્ચ ચરિત્ર;
અમ અંતરને ઉદ્દેશી, કરશું હોકાર હમેશ.
અમે હિંદી, હિંદી, હિંદી, છે હિંદ અમારો દેશ.
અંધાર વિષે અથડાતાં કે ફરતાં નિત્ય પ્રકાશ,
પડતાં રડતાં રગડાતાં કે કરતાં હાસ્ય વિલાસ;

તેમાં હવા તથા અજવાળાને સારૂ એક કાચની તથા લોખંડના સળીયાની ઘણીજ નાની બારી છે. કેદીઓને રાતના તપાસવા ખાતર વિજળીની બત્તી રહે છે. આ બત્તી કેદીની સગવડને સારૂ નથી. કેમકે તેનું અજવાળું વાંચી શકાય તેટલું નથી. હોતું. હું બત્તીની પાસે જઇને ઉભતો ત્યારે મોટા અક્ષરવાળી ચોપડી વાંચી શકતો હતો. બત્તી બરોબર આઠ વાગે બુઝાવે છે. પણ રાતના લગભગ પાંચ કે છ વાર પાછી સળગાવી કેદીઓને પેલા છિદ્ર વાટે દરોગાઓ તપાસી જાય છે.

## ગવર્નર પાસે ત્રણ માંગણી.

અગિયાર વાગ્યા પછી ડેપ્યુટી ગવર્નર આવ્યા. તેની પાસે મેં ત્રણ માંગણી કરી. ચોપડીઓની, મારી સ્ત્રીની માંદગીને લીધે તેને કાગળ લખવાની પરવાનગીની તથા એક બેસવાની બાંકડીની. પહેલીને વિષે વિચારીશ; બીજીવિષે 'કાગળ લખજે,' ત્રીજીને વિષે 'ના' આમ જવાબ મળ્યા. મેં જ્યારે ગુજરાતીમાં કાગળ લખીને આપ્યો ત્યારે તેની ઉપર શેરો થયો કે મારે કાગળ અંગ્રેજી લખવો. મેં કહ્યું, મારી ઓરત અંગ્રેજી જાણતી નથી. મારા કાગળ તેને દવા જેવા થઇ પડે છે. તેમાં કંઇ નવું કે ખાસ લખવાનું હોતું નથી. છતાં મને પર-

---

પળ પળ અમ ઉરનિધિએ થી, હા ઉછળે ઉર્મિ અશેષ,
અમે હિંદી, હિંદી, હિંદી, છે હિંદ અમારો દેશ.
ક્યાં હશે હિમાલય જેવો, ક્યાં પુણ્ય પવિત્રજ ગંગ,
ક્યાં મળે અલૌકિક એવા, સહુ દેશ તણા બહુ રંગ.
ક્યાં મુનિ કાશ્યજન બેસી, કરતાં પ્રભુપંથ ઉજેશ,
અમે હિંદી, હિંદી, હિંદી, છે હિંદ અમારો દેશ.
ક્યાં રામ યુધિષ્ઠિર ઘુમ્યા, ક્યાં ગર્જ્યા અર્જુન ભીમ;

વાનગી ના મળી. અંગ્રેજીમાં લખવાની પરવાનગીનો મેં ઉપયોગ કરવાની ના પડી. મારી ચોપડીઓ મને તેજ દહાડે સાંજના આપવામાં આવી.

બપોરના ખાવાનું આવ્યું તે પણ બંધ દરવાજે કોટડીમાં ઉભાં ઉભાં ખાવું પડ્યું. ત્રણેક વાગે મેં નહાવાની પરવાનગી માંગી. નહાવાની જગ્યા મારી કોટડીથી સવાસો ફુટ છેટી હશે. દરોગો કહે "ઠીક છે, કપડાં ઉતારીને (નાગો થઈને) જા." મેં કહ્યું, "એમ કરવાની કંઈ જરૂર છે? હું મારા કપડાં પડદા ઉપર મૂકીશ." ત્યારે તેણે તેમ કરવા રજા આપી; પણ કહ્યું. "વખત ન લગાડતો." હજુ મારૂં શરીર લૂછવાનું બાકી હતું, ત્યાં તો ભાઈસાહેબે રાડ પાડી, "ગાંધી, તૈયાર થયો કે?" મેં કહ્યું. "હમણાં તૈયાર થઈશ." હિંદીનું મ્હોં જોવાનુંયે ભાગ્યેજ મળતું હતું. સાંજ પડી એટલે દોઢ કામળી

---

કયાં રજપુત વીર ઝઝુમ્યા, બળ દાખવવા અસીમ!
રે ભુલીએ તે શી રીતે, અમ અંતરથી લવ લેશ,
અમે હિંદી, હિંદી, હિંદી, છે હિંદ અમારો દેશ.
"નથી રે જીવવું પર આશે, છે પારકી આશ નિરાશ,
"નથી કર ધરવો કો પાસે, સ્વાશ્રયનો છે ઉલ્લાસ,"
કંઇ પુણ્ય પ્રભાવ પ્રવેશી, ભલી દે અમને ઉપદેશ,
અમે હિંદી, હિંદી, હિંદી, છે હિંદ અમારો દેશ.
ધમ ધમ ધરણી ધ્રુજાવશું, અમ દેશ તણાં કરી ગાન,
જય, જય, જય, નાદ કરીશું, દઇશું મોંઘા અમ પ્રાણ;
એ ભક્તિ વસી ઉર, તે થી, દેજો શક્તિ પરમેશ,
અમે હિંદી, હિંદી, હિંદી, છે હિંદ અમારો દેશ.

(કંઇક ફેરફાર સાથે) ખબરદાર.

અને કાથાની ચટાઈ સૂવાને મળ્યાં. ઓશિકું કે પાટિયું ન હતાં. જાજરૂ જવું તે પણ એક દરોગો ચોકી કરવા ઉભતો. તે વળી મને ઓળખે નહિ તો બોલેઃ—"સામ, હવે નીકળ." સામને તો પાયખાનામાં વખત પૂરો લેવાની ખૂરી આદત; તે સામ એમ કેમ ઉઠે? અને ઉઠે તો તેની હાજત પૂરી કેમ થાય? કોઇ વેળા દારોગો નહિ તો કાફરો આમ ઉભી ડોકિયા કરે અથવા "ઉઠ ઉઠ"નું ગાન કરે.

## જેલમાં મળેલું કામ

કામ બીજે દહાડે મળ્યું, તે ભોંય અને દરવાજા સાફ કરવાનું એટલે ચકચકતા ( પોલિશ ) કરવાનું. દરવાજા રોગાન ચઢાવેલા લોખંડના. તેને હંમેશાં પાલિશ શું કરવા? મેં ત્રણ ત્રણ કલાક એક દરવાજા ઉપર ઘસવામાં ગાળ્યા. પણ તેમાં કાંઇ ફેરફાર મેં તો ન જોયો. ભોંયમાં કંઇ ફેર પડતો ખરો. મારી જોડે બીજા કાફરો કામ કરતા હતા. તેઓ વળી પોતાની સજાની કહાણી ભાંગ્યાતૂટયા અંગ્રેજીમાં સંભળાવે ને મારી સજાનું પૂછે. કોઇ પૂછે, તેં ચોરી કરી? તો કોઇ પૂછે, તું દારૂ વેચવા સારૂ આવ્યો છે? જ્યારે મેં એક કાંઇક સમજુ કાફરાને સમજાવ્યું ત્યારે તે બોલી ઉઠયો, "કવાઇટ રાઇટ" (ઠીક કર્યું.) "અમલુંગુ બૅડ" (ગોરા ખરાબ છે) "ડોન્ટ પે ફાઇન" (દંડ ન આપજે) મારી કોટડીની ઉપર લખ્યું હતું, "આઇસોલેટેડ" (નોંખો પાડેલ). મારી કોટડીની પાસે બીજી પાંચ કોટડી તેવીજ જોવામાં આવી. મારો પાડોશી એક ખૂનનો પ્રયત્ન કરવાની સજા ભોગવનાર કાફરો હતો ત્યાર પછી ત્રણ બીજા હતા. તેની ઉપર દુનિયાના વહેવાર વિરૂદ્ધની જનાખોરી કરવાનો ગુન્હો હતો. આવી સ્થિતિમાં પ્રિટોરિયાની જેલનો અનુભવ મેં શરૂ કર્યો.

## હાથબેડી.

શરૂઆતની જે વતણૂંક હતી તે ઉપરથી જે વિચારો મને

થયા તેમાં વળી નીચેના બનાવથી ટેકો મળ્યો. ચારેક દિવસ પછી મિસિસ પિલેના કેસમાં મને સાક્ષી-સમન્સ મળ્યો. તેથી મને કોર્ટમાં લઇ ગયા. તે વેળા હાથમાં હાથકડી પહેરાવી. વળી દારોગાએ તે ચપોચપ ચઢાવી આ તો અજાણતામાં કરેલું એમ માનું છું. વડો દારોગો જોઇ ગયો. તેની પાસેથી મેં પરવાનગી મેળવી હતી કે મારે એક ચોપડી વાંચવા સાથે લઇ જવી. તેના મનમાં હશે કે બેડીથી હું શરમાતો હોઇશ તેથી મજકુર ચોપડી તેણે મારા બંને હાથમાં પકડવાનું કહ્યું, કે જેથી બેડી દેખાય નહિ. આથી મને તો હસવુંજ આવ્યું. બેડીમાં હું પોતે માન સમજ્યો. જે ચોપડી મેં લીધી હતી તે અનાયાસેજ એ હતી કે જેનું નામ ગુજરાતીમાં ("The kingdom of God is within you" by Tolstoy) "ખુદાનો દરબાર તારા અંતરમાં છે" એ પ્રમાણે થાય. મેં મનમાં વિચાર્યું કે આ પણ ભારે યોગ બન્યો છે. બહારથી હું ગમે તેવો ભીડમાં મૂકાઉં પણ જો ખુદાને મારા અંતરમાં વસવા જેવો થઇને હું રહું તો પછી મારે બીજી શી પરવા હોય? આ પ્રમાણે મને ચલાવીને લઇ ગયા હતા. વળતાં જેલનો ખટારો આવ્યો હતો. હું જવાનો છું એ ખબર હિન્દીઓમાં હોવી જોઇએ, તે ઉપરથી કેટલાક હિન્દી કોર્ટ આગળ ઉભા હતા. તેમાંથી મિ० ત્ર્યંબકલાલ વ્યાસ મને મિસિસ પિલેના વકીલ મારફતે મળી શક્યા હતા.

એક બીજી વેળા પણ મને કોર્ટ લઇ ગયેલા ત્યારે પણ હાથકડી પહેરાવેલી. જતાં આવતાં બંન્ને વખતે ખટારો હતો.

**વધુ માટે વાંચો—'ગાંધીજીનો જેલનો અનુભવ.' કીં. ૦-૮-૦**

---

# ગ્રાહકોને વિજ્ઞપ્તિ.

(૧) દરેક ગ્રાહકે પોતાનું નામ, ઠામ, ગામ ટપાલ, જીલ્લો, બધું બરાબર પૂરૂં અને સ્પષ્ટ અક્ષરે લખવું. (૨) ટપાલખાતાંએ વી. પી. ના દર વધાર્યા છે એટલે પુસ્તક ખરીદનારાઓને નાહકની ડોશી પર ડબ્બુ મૂંડામણુ જેવું થાય છે માટે હમેશાં મનીઓર્ડરથી (અથવા પોસ્ટની ટીકીટો દ્વારા) પૈસા મોકલવા વિનતિ છે. (૩) મનીઓર્ડર નહિ કરશો તો વી. પી. મોકલવામાં આવશે. (૪) જે પુસ્તક તૈયાર ન હશે તે તૈયાર થતાંજ મોકલી દેવામાં આવશે. (૫) દરેક પુસ્તકનું ટપાલ ખર્ચ (જ્યાં ટીકીટો બીડવાનું લખ્યું હોય તે સિવાય) જુદુંજ સમજવું. (૬) આફ્રીકાના ગ્રાહકોએ પોસ્ટલ ઓર્ડર મોકલવો. તેમાં ટપાલ ખર્ચ પૂરતું મોકલવું. (૭) રૂ. ૫] કે તેથી વધારેનાં પુસ્તકો સામટાં મંગાવનારને સવા ૭ ટકા કમીશન કાપી આપવામાં આવશે. (૮) દરેક ગ્રાહક આ પુસ્તકને સાચવી રાખી પોતાના મિત્રો ભાઇબંધોમાં તેનો પ્રચાર કરે એવી વિનતિ છે.

રસ્તે જતા કનડતા, નડતા અને સતાવતા

હૃષ્ટપુષ્ટોને દાન દેતાં તમે

અચકાતા નથી.

— તો —

# અનાથ, નિરાધાર બાળકોને

# તમારી પર પૂરો હક છે!

રાંક નિરાધારોને ઉગારી

# એ હક ક્યારે અદા કરશો?

**વિશેષ વિગત માટે લખો :—**

## મંત્રી-હિંદુ અનાથાશ્રમ-

# નડીઆદ

---

છાપનાર—ગોવિન્દજી ડાહ્યાભાઈ નાગર
શ્રી 'આનંદવિજય' પ્રિન્ટીંગ પ્રેસ બરાનપુરી ભાગળ—સુરત
છપાવી પ્રગટ કરનાર—ઈશ્વરલાલ મૂળચંદ ચાંપાવાળા ઠે. કાળાપીઠ સુરત